॥ સનાતન પરમો ધર્મ ॥

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર




# સનાતન ધર્મ પત્રિકા




કાર્યાલય: ૫૦૧ - ૫૦૪, પાંચમો માળ, નરોડા બિઝનેસ હબ કોમ્પ્લેક્ષ, નરોડા દેહગામ રોડ, એસપી રિંગરોડ પાસે, નરોડા - અમદાવાદ ૩૮૨ ૩૩૦.

● સં. ૨૦૭૬ ● શ્રાવણ વદ - ૪ ● તા. ૦૭-૦૮-૨૦૨૦ ● શુક્રવાર SDP NO: 111 MOB. : +91 78018 77774, +91 77189 77774. anksanatandharmpatrika@gmail.com

## શ્રી ABKKP યુવાસંઘ, Agriculture and Environment ટિમ આયોજિત મિશન ગ્રીન ઈન્ડિયા 1st July to 15th August 2020



કાલે અયોધ્યા મા શ્રી રામ મંદિર નુ ભૂમિ પૂજન માં PM નરેન્દ્રભાઈ મોદી સાહેબ ના હાથે થયુ અને સાથે મોદી સાહેબે એક વૃક્ષ લગાવીને ભગવાન શ્રી રામને અર્પણ કર્યું તો આપણે પણ સર્વ મિત્રો KKP સમાજ, યુવાસંઘ અને મહિલાસંઘ ના સર્વ સેન્ટ્રલ હોદેદાર તેમજ કાઉંસીલ ટિમ, રીજીયન ટીમના સર્વ હોદેદારો તેમજ સર્વ મિત્રો એક વૃક્ષ જરૂર લગાવીને ભગવાન શ્રી રામને પરસાદ રૂપી આપીયે અને તેનુ જતન કરીયે, તે પલને યાદગાર બનાવીએ અને આને વાલી પેઢીને પણ યાદગાર કરીયે.

વડા પ્રધાન નમો દ્વારા પારિજાત વૃક્ષ નું રોપણ કરવામાં આવેલ જે ખુબજ ખુશ્બૂદાર અને માનવ જીવન માં ઉપયોગી વૃક્ષ છે. જે વિષે જરૂર જાણકારી મેળવશો.. પણ ખાસ એક વાત ની પ્રતીતિ કરાવી કે બધુજ નિર્માણ કરવા પહેલા વૃક્ષ નિર્માણ કરવું ખુબજ આવશ્યક છે.

**पेड़ पौधे खूब लगाओ, आने वाली पीढ़ी को बचाओ**

પ્રકૃતિ ની **Oxygen** બેંક માં **Oxygen** જમા કરાવીએ.

**कार्य HUM SE. करेंगे दिल से.**

જય મિશન...જય યુવાસંઘ, રામ પેડ રોપીએ.

## રસલીયા ગામે ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ મંદિર નો પાટોત્સવ ઉજવાયો



- હેમંત એમ. ભાવાણી, રસલીયા, કચ્છ.

રસલીયા ખાતે શ્રાવણ વદ ત્રીજ ના શુભ દિવસે ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ મંદિર ના પાટોત્સવ નિમિત્તે આરતી તેમજ પુજા વિધિ કરવામાં આવેલ અને હાલમાં ચાલી રહેલ કોરોના વાયરસ ના મહામારી થકી અને સરકાર ના નિતી નિયમાનુસાર ચુસ્તપણે પાલન કરતા ખૂબજ સાદગીથી પ્રસંગ ઉજવવામાં આવ્યો હતો.

## શ્રી અ.ભા. ક. ક. પા.સમાજ ની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા પ્રસ્તુત "સનાતન ધર્મ પત્રિકા" ૧ મિનિટ ના સમાચાર માં પૂછાતા પ્રશ્ન ના જવાબ અને વિજેતા

**તા. ૦૫.૦૮.૨૦૨૦ નો પ્રશ્ન નંબર ૯૭ :-**

બીજા વિશ્વ યુદ્ધ માં તા. ૬ અને ૯ ઓગસ્ટ ૧૯૪૫ નાં રોજ જાપાન નાં કયા બે શહેર પર અણુબોમ્બ ફેંકાયા હતા... ??

સાચો જવાબ : હિરોશિમા અને નાગાસાકી

સાચો જવાબ આપનાર વિજેતા: આસ્થા જાદવાણી - બીલીમોરા ૯૨૬૫૫૧૯૫૬૭

**ગઈકાલ તા.૦૬.૦૮.૨૦૨૦ નો પ્રશ્ન નંબર ૯૮:-**

રામ જન્મભૂમિ નાં શિલાન્યાસ પ્રસંગે વડાપ્રધાન શ્રી નરેન્દ્ર મોદી એ કયું વૃક્ષ વાવ્યું હતું...?? એ વૃક્ષ નું નામ જણાવો...

**આજના પ્રશ્ન નંબર ૯૯ માટે જુઓ આજની સમાચાર વિડિયો ક્લિપ...**

આપનો જવાબ આપના નામ અને ગામ સાથે આજ રાત ૧૨ વાગ્યા સુધીમાં વોટ્સેપ દ્વારા **7718977774** પર મોકલો અને જીતો ઈનામ ...
આપણું મુખપત્ર, આપણો સમાજ, ઘર ઘર પહોંચાડીએ આપણો અવાજ..

॥ શ્રી ગણેશાય નમઃ ॥

## શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ-સુરત

"ઉમાભવન" ભટાર રોડ, સુરત
ફોન : ૦૨૬૧-૨૨૩૦૮૪૨

તા. 06/08/2020

### સમાજ જોગ સંદેશ - જન્માષ્ટમી મહોત્સવ બાબતે

આદરણીય સમાજજનો ને જય શ્રી લક્ષ્મીનારાયણ,

આપ સૌ સમાજજનો કુશળતામાં હશો અને આપ સૌની અધિક કુશળતા માટે શ્રી લક્ષ્મીનારાયણ ભગવાનને હાર્દિક પ્રાર્થના. કોરોના વૈશ્વિક મહામારીને ૬-૭ માસનો સમય વીતી ગયેલ છે અને આખા વિશ્વમાં આ વાયરસનો ફેલાવો આપણી કલ્પના કરતાં પણ વધારે ફેલાઈ રહ્યો છે, આ મહામારીમાં આપણો ભારત દેશ, ગુજરાત રાજ્ય અને આપણું સુરત પણ બાકાત રહ્યું નથી,

સુરત સમાજની ZOOM મિટીંગમાં લેવાયેલ નિર્ણય મુજબ તેમજ હાલના સંજોગોને ધ્યાનમાં રાખીને સરકારશ્રીના આદેશોનું સંપૂર્ણપણે પાલન કરવું એ આપણી નૈતિક ફરજ સમજી ને સામાજિક રીતે કોઈપણ પ્રકારના નાના કે મોટા ઉત્સવો/કાર્યક્રમોનું આયોજન ન કરવું જોઈએ

આગામી સાતમ - જન્માષ્ટમી ઉત્સવ બાબતે સમાજજનોના હિતમાં એવો નિર્ણય લેવામાં આવેલ છે કે આગામી સાતમ અને જન્માષ્ટમી ઉત્સવ કાર્યક્રમનું આયોજન કરવામાં આવશે નહીં, જેથી એકબીજાના સંસર્ગથી દૂર રહી શકાય જે આપણા સૌના હિતમાં રહેશે અને એ બાબતે સાવચેતી સાથે સમજદારી દાખવવી જરૂરી છે,

આગામી સંજોગોને ધ્યાનમાં રાખી દરેક બાબતે આપણે ગંભીરતાથી વિચારવાનો સમય છે, અને તેને અનુરૂપ સાવધાની સાથે આપણી જીવન શૈલી, રીતિરીવાજોને પણ બદલવાની ખાસ જરૂર છે, આપણે સૌએ આ કોરોનારૂપી વાયરસનો હિંમત અને સાવચેતીથી સામનો કરવાનો છે અને સુરક્ષાપુર્વક સાવધાની સાથે આ કપરા સમયને શાંતિપૂર્ણ રીતે પસાર કરવાનો છે,

કોઈપણ પરિસ્થિતિ કાયમ રહેતી નથી, જરૂર હોય છે ફક્ત એ મુશ્કેલ ક્ષણોને ઓળખવાની, સમજવાની અને સ્વીકારવાની,

**તમામ સમાજજનોની તંદુરસ્તીની હાર્દિક શુભકામનાઓ સહ આભાર...**

લી.

પ્રમુખ શ્રી....
૧) પરસોત્તમભાઈ વાલજીભાઈ શાંખલા, સમાજ
૨) મુકેશભાઈ દેવશીભાઈ પોકાર , યુવક મંડળ
૩) હંસાબેન મોહનભાઈ પોકાર, મહિલા મંડળ

મહામંત્રી શ્રી..
૧) રજનીકાંતભાઈ દેવશીભાઈ વાઘડીયા, સમાજ
૨) વિશાલભાઈ રવજીભાઈ વાઘડીયા, યુવક મંડળ
૩) સંગીતાબેન લાલજીભાઈ પારસીયા, મહિલા મંડળ

## કચ્છ જિલ્લા ઉપર મેઘરાજાનો ચોથો રાઉન્ડ

બપોર પછી કચ્છના અનેક તાલુકામાં તોફાની વરસાદ ● માંડવી માં અઢી ઈંચ વરસાદ ખાબક્યો ● અંજાર, અબડાસા, ભચાઉ માં ૨ ઈંચ વરસાદ ● નખત્રાણા,લખપત માં ૧થી ૨.૫ ઈંચ વરસાદ નોંધાયો ● ગાંધીધામમાં પોણો ઈંચ વરસાદ ● ગાંધીધામ થી માંડવી, ગઢસીસા, જીયાપર, મંગવાણા, વિથોણ.,નખત્રાણા - કોટડા, મથલ, રસલિયા, ખોંભડી, કાદીયા, રવાપર સુધી એક કલાકમાં દોઢ થી બે ઈંચ ફૂલ વરસાદ








## જમ્મુ-કાશ્મીરના નવા LG મનોજ સિંહા ની નિમણુંક



**શ્રી મનોજ સિંહા**

જેઓ મોદીના વિશ્વાસુ અને એક તબક્કે UP ના ખ્યમંત્રીપદના દાવેદાર પણ ગણાતા હતા. કેન્દ્ર માં સાંસદ તરીકે અને મંત્રી તરીકે પણ જવાબદારી માં રહીને ભારતના રાજકીય વહીવટ કુશળતા ધરાવે છે..



**जय श्री राम,** - પ્રેમજીભાઈ કેસરાણી, - માનકુવા, અંગીયા.

अयोध्या में मर्यादा पुरुषोत्तम भगवान श्री राम के जन्म स्थल पर राममंदिर निर्माण का कार्य का शुभारंभ समारोह में आदरणीय संतो महंतो और भारत के यशस्वी दीर्घ दृष्टा युग पुरुष, एवं भारत को दिव्य भारत, वीर भारत, अखंड भारत, और महाभारत की ओर अग्रसर होने का मार्ग प्रशस्त करने वाले, समग्र मानवजात को गौरान्वित करने वाले भारत के प्रधानमंत्री श्री नरेन्द्र भाई मोदीजी को खूब खूब धन्यवाद.

आज के दिन सदियों से जिन्होंने श्री रामजन्म भूमि आंदोलन में सक्रिय भाग लिया, इस आंदोलन में किसी भी तरह की आहुति प्रदान की है, उन महापुरषों को दंडवत प्रणाम|

राम मंदिर का शिलान्यास के शुभ अवसर के समय में मेरा परिवार के साथ शुभ देव यज्ञ किया|

## નખત્રાણા તાલુકના સાંયરા યક્ષમાં બાગાયતી ખેતી કરતા ખેડૂતે ૨૦૦ ટન દાડમ ફેંકી દીધા



**કોરોના કાળમાં દાડમ ખેતીની માઠી દશા. ખેડૂતો ને દાડમ ફેકવા નો વારો આવ્યો**

**૧૦૦ રૂપિયે ખરીદાતા દાડમ અત્યારે ૧૦ રૂ કિલો પણ દાડમ કોઈ લેતું નથી ખેડૂતને લોકડાઉન પછી માર્કેટમાં લેવાલી ન હોવાના કારણે અંદાજે ૨૦૦ ટન માલ ફેંકી દીધો હતો.**

## પ્રેરણાત્મક ... આપણે સૌએ અપનાવવા જેવું ...

તા :- ૦૬/૦૮/૨૦૨૦

**શ્રી હસમુખ ભાઈ દાનાભાઈ માકાણી,** બીલીમોરા - DGR 9825145356

**પ્રતિનિધિ :- મહેન્દ્રભાઈ સાંખલા, બીલીમોરા**

તા :- ૦૭/૦૮/૨૦૨૦

**શ્રી કૌશિકકુમાર વસંતભાઈ પટેલ (પોકાર),** પાદરા - SPR 8000177363

**પ્રતિનિધિ :- બાબુલાલ કેશરાણી માનકુવા**

પોતાના જન્મ દિવસ નિમિત્તે સનાતન ધર્મ પત્રિકા ના આજીવન સભ્ય બની સમાજ પ્રત્યેની પોતાની ફરજ અને લાગણી વ્યક્ત કરી છે.

શ્રી સમાજ અને યુવાસંઘ તેમનો આભાર સાથે જન્મ દિવસની ખૂબ ખૂબ શુભેચ્છાઓ પાઠવે છે.

## જન્મ દિવસની ખૂબ ખૂબ શુભેચ્છા



HAPPY BIRTHDAY

**શ્રી મુકેશ લખમશી ભાઈ ભગત**

એક કર્મઠ લીડર ( ખંડાલા, સાતારા)

**જન્મ દિવસ સુદિર્ઘ અને નિરામય જીવન ની શુભ કામનાઓ પાઠવીએ છીએ, આપશ્રી ને કુળદેવી શ્રી ઉમિયા મા આપના કાર્યો માટે સ્વાસ્થ્ય અને સંપન્નતા અર્પે એવી પ્રાર્થના...**

પ્રચાર પ્રસાર સમિતિ



**सुप्रीम कोर्ट (Supreme Court) में राम मंदिर का केस लड़ने और जीतने वाले वकील के परासरन (K Parasaran) ने भी अपने घर पर पूरे परिवार के साथ ये पूजन देखा.परासरन ने अपने परिवार के साथ एक तस्वीर शेयर की जिसमें वह राम मंदिर का भूमि पूजन होते देख रहे हैं. परासरन ने ट्वीट किया- "30 साल का संघर्ष पूरा हुआ| आज मर्यादा पुरुषोत्तम भगवान श्री राम के मंदिर का भूमिपूजन देखकर भाव विभोर हो गया हूँ इस संघर्ष में बलिदान होने वाले सभी कारसेवकों का को शत शत नमन|"**

## આજની ચિંતનકણિકા

વર્તમાન સમયમાં આપણા પરિવારો દ્વારા બાળઉછેરની પ્રક્રિયામાં એક મોટો વ્યાધિ વ્યાપ્યો છે...એ વ્યાધિ છે બાળકને ડરપોક બનાવવાનો ! બાળકોને વાતે વાતે ડર દેખાડવામાં માતાપિતા શી બહાદુરી મારતા હશે ?

બાળક રડતું હોય તો એને છાનું રાખવા માટે ડર દેખાડવો, એની કોઈ માગણી માબાપે ન સંતોષવી હોય તો પણ ડર દેખાડવો, પરિવારજનોની અપેક્ષાઓ બાળક સંતોષે એ માટે પણ 'ડર' નામના શસ્ત્રનો વારંવાર ઉપયોગ કરવો... જાણે કે બાળકને ડરાવ્યા જ કરવાનો ભેખ ધારણ ન કર્યો હોય !

જો બિલાડી આવી...તારું દૂધ પી જશે, જો બાવો આવ્યો...તને પકડી જશે, જો પોલીસ આવ્યો, જેલમાં લઈ જશે...જલદી ખાઈ લે, જલદી દૂધ પી લે. આવા ઉદ્‌ગારો કુટુંબોમાં સાંભળવા મળે છે. આ ઠીક નથી.

બાળકને ડરપોક કે માયકાંગલું બનાવી દેવું એ કેટલું ભયાનક કૃત્ય છે તે માતાપિતાએ સમજવું રહ્યું.

સાહસ, નિર્ભયતા કે તિતિક્ષા(સહનશીલતા) જેવા ગુણો જો બાળકના જીવનમાં નહીં વિકસે તો એના જીવનનો કંટકછાયો અને સંઘર્ષમય માર્ગ એ શી રીતે કાપશે ? બાળકને પંપાળ્યા કરવું એ જ કંઈ પ્રેમની પારાશીશી ન હોઈ શકે ! બાળકને કર્મઠતા, કર્મકઠોરતાના સંસ્કાર નાનપણથી જ...પ્રેમનું પીયૂષ પાતાં પાતાં...આપવામાં જ એનું શ્રેય છે.

ગિજુભાઈ બધેકાની એક ઉક્તિનું સ્મરણ કરીએ, "બાળકના માતાપિતા પ્રત્યેના પ્રેમનું માપયંત્ર બાળકોની નિખાલસતા અને નિર્ભયતા છે."

**મિશન અભિમન્યુ**

**SUV International School.**

**શ્રી ઉમા એજ્યુકેશન એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ**

## અવસાન સમાચાર

તા. ૦૫-૦૮-૨૦૨૦

**સ્વ. દેવીલાબેન શિવજીભાઈ પોકાર,** ઉમર વર્ષ - ૯૩, હાલે - સારસા - આણંદ

સનાતન ધર્મ પત્રિકા

## સમગ્ર ભારતમાં કે. કે. પી. જ્ઞાતિજનો દ્વારા ખુબજ ઉત્સાહ પૂર્વક ઉજવવામાં આવ્યો ... શ્રી રામ મંદિર નિર્માણ દિવસ તેની ઝાંખીઓ












દરિયાઈ રેતી માંથી બનતું સેન્ડ આર્ટ નું અદભુત કાર્ય પુરી ઓડીસાના સમુદ્રી તટે..
વિશ્વ વિખ્યાત આર્ટિસ્ટ સુદર્શન પટનાયક નું શિલ્પ કાર્ય...
જય શ્રી રામ









